॥ श्री परमात्मने नमः ॥

# સ્વામી રામાનંદ.

## નાટકનાં ગાયનો.



શ્રી રાજનગર નૈતિક નાટક સમાજ માટે

રચી પ્રસિદ્ધ કરનાર,

રાજકવિ ગૌરીશંકર ત્રિભુવન ઉપાધ્યાય

(શ્રી રાજનગર નૈતિક નાટક સમાજના માલીક.)

હળવદ. (કાઠીયાવાડ)

આવૃત્તિ ૨ જી. નકલ ૧,૦૦૦



સંવત ૧૯૬૭. સને ૧૯૧૧.



કીંમત

રૂ. ૦-૨-૦

અમદાવાદ.

ધી "અમરસિંહજી" પ્રિન્ટીંગ પ્રેસમાં

પટેલ નીઝામભાત ગુરભાત છાપ્યું.





પ્રથમાવૃત્તિ અને આ (બીજી) આવૃત્તિમાં કંઈ તફાવત નથી.

# પાત્રોનાં નામ.

## પુરૂષ પાત્ર.

**રામાનંદ**—કાશીના શ્રી સંપ્રદાયના સ્થાપક.

**કૃષ્ણ**—વિષ્ણુનો પૂર્ણકળા અવતાર.

**કબીર**—રામાનંદનો શિષ્ય, પ્રસિદ્ધ ભક્ત.

**પીપાજી**—ગાગરોણગઢનો રાજા—રામાનંદનો શિષ્ય બની ભક્તિમાર્ગે વિચરનાર પ્રસિદ્ધ ભક્ત.

**કામરૂપ**—ટોડાનો રાજકુમાર, ભદ્રસિંહનો ભાઇ.

**ભદ્રસિંહ**—ટોડાનો રાજા.

**નારદ**—બ્રહ્મજ્ઞાની મુનિ.

**મક્કમચંદ**—દ્વારિકાનો ધનલોભી વાણીઓ.

**ભાંડ**—દિલ્લીનો નકલબાજ બહુરૂપી.

**સિકંદર**—લોદી વંશનો દિલ્લીનો બાદશાહ.

**મહંત**—પ્રયાગના મઠનો અધિકારી.

**ભ્રમર**—દ્વારિકાના વણીકનો છોકરો.

## સ્ત્રી પાત્ર.

**કનકપ્રભા**—પીપાજીની કુંવરી, કામરૂપની સ્ત્રી.

**રાધિકા**—કૃષ્ણનાં સ્ત્રી.

**સીતા**—પીપાજીની રાણી.

**કમળા**—મક્કમચંદની પુત્રી, ભ્રમરની સ્ત્રી.

**ગુણિકા**—દિલ્લીની રહેનાર ગાનારી, પાછળથી ભક્તાણી.

# સ્વામી રામાનંદ નાટકની પ્રવેશવાર હકીકત.

---

## અંક ૧ લો.

પ્રવેશ ૧ લો. વૈકુંઠ— કૃષ્ણ ભગવાનના મુખ પર મનનો આનંદ દેખાયો તે જોઇ રાધીકાજીનો પ્રશ્ન.

કૃષ્ણે કળીયુગના જીવો અર્થે ભક્તિમાર્ગ ઉત્પન્ન કરવા નારદને આપેલ વચન સંબંધી સંત રામાનંદ સ્વામી અને તેના શિષ્યો વિષે ચર્ચા.

આચાર્યપદ અને ગાદીનો વૈભવ રાખે તે સંત નિર્મળ કઇ રીતે હોઈ શકે? એવી રાધીકાજીને શંકા.

શંકાના સમાધાન માટે રાધીકા સહ કૃષ્ણનું દ્વારિકા, જ્યાં રામાનંદ આવ્યા હતા ત્યાં જવું.

**સીનનું બદલાવવું, સ્થળ દ્વારીકા રાજમહેલ.**

દ્વારિકાના રાજાએ પધરામણી કરી હોવાથી આવેલા રામાનંદ, યાત્રાર્થે આવેલ પીપો રાજા, તેની કુંવરી વિગેરે લોકોનું દર્શનાર્થે જવું.

રાધીકાની શંકા ટાળવા કૃષ્ણે અપ્સરા બોલાવવી, અપ્સરાએ રામાનંદને ચળાવવા યત્ન કરવો; રામાનંદે અપ્સરાને નિરૂત્તર કરવા, આપ ફરતી આગ ઉત્પન્ન કરી તે વચ્ચે ભોગ ભોગવવા આવવા કહેવું. અપ્સરા હારવી. રાધીકાની શંકા જવી. દેહપર અભાવ

આવતાં રામાનંદે યોગાગ્નિથી પોતાનો દેહ બાળી નાંખવી. કૃષ્ણે રામાનંદને ફુલના ઢગલામાંથી પુનરાવતાર આપવો. પ્રત્યક્ષ દર્શન દઇ પૃથ્વીમાં ભક્તિમાર્ગ સ્થાપવા આજ્ઞા કરવી. પરચા પુરવા વચન આપવું.

પ્રવેશ ૨ જો. સ્થળ– ગાંગરોડ ગઢ—સીતા સાથે દ્વારિકાથી આવેલ કનક દ્વારિકાપુરીના ધાર્મિક ચિતારપર પ્રસન્નતા દર્શાવે-છે, ત્યાં દેવીએ આપેલ સ્વપ્નના વિચારમાં પીપોરાજા સીતારાણી સાથે આવેછે.

કનકનું વિચાર માટે પીપાને પુછવું, પીપાએ, સ્વપ્નમાં દેવીએ મુક્તિ માટે રામાનંદ શરણે કાશી જવાની આજ્ઞા કર્યાનું કહેવું. દ્વારિકાથી સંગાથે આવેલ મેમાન થયેલ ભદ્રસિંહનું કામરૂપ સાથે આવવું. સગપણ પામેલ કનક કામરૂપનો પ્રથમ પ્રેમપ્રસંગ.

પ્રવેશ ૩ જો. સ્થળ દ્વારિકા—ધનલોભી મોકમચંદ પાસે લાડકોડ દર્શાવતી કમળ. મુંજીનું ઉડાઉ જવાબ સાથે જવું. કમળ પાસે પાડોશી વાણીયાના છોકરા ભ્રમરનું આવવું. બંન્નેનો નિખાલસ મન મેળાપ. કમળની ભ્રમરને ભક્તિની ભલામણ.

પ્રવેશ ૪થો. સ્થળ ગાંગરોડગઢ—કુંવારાપણ છતાં કામરૂપ સાથે કનકે છુટથી મુલાકાત લીધેલ કામરૂપે કનકના સ્વછંદીપણાના ઉપજેલા સનીપાસ માટે છુપી રીતે ક્રુર કાળરૂપ લઇ આવવું. કનકની શીયળ પ્રીતિ જોઇ

કનકપરનો શક જવો. કનક કામરૂપમાં નિર્મળ પ્રીતિભાવ.

**પ્રવેશ ૫ મો. સ્થળ દ્વારિકામાં ધર્મશાળા**— ઘી ખરીદવા માટે આવેલ મોદી, ધર્મશાળાવાળો અને સાધુઓ મુસાફરો વિગેરેની ચાલુ સમયવિષે વિવિધ વાતચિત.

**પ્રવેશ ૬ ઠો. સ્થળ પ્રયાગ મહંતનો મઠ**—ભજન ગાતા યાત્રીઓ કાશી જતાં વિશ્રામ માટે રહેલ પીપો અને સીતા. સીતાપર મહંતની બદદાનત. સીતાના શિયળની રક્ષા માટે સુર્ય અસ્ત ન પામતાં પાછો ફરવો. મહંતને નસીહત મળવી.

**પ્રવેશ ૭ મો. સ્થળ કાશી**—પાપ ટાળવાના પ્રયત્નમાટે કબીરનું ગુણીકાના ગળે હાર નાંખી ફરવું. ભાંડના હાથથી શરાબના દેખાવવાળો શરબતનો પ્યાલો પીવો. લોક નિંદા. મૃત્યુ લોકનો આનંદ. લેવા ફરતા નારદજીએ કબીરને જોવો. ભક્તિના ઉત્તેજનમાટે કૃષ્ણે માયાથી પ્રેરાયેલા નારદને કબીરપર દુરાચારી તરીકનો શક. નારદે ભક્તિની અધોગતિ જોઇ ખેદ પામી ધર્મસ્થાપક ભગવાનને સંભારવા. કૃષ્ણનું પ્રકટ થવું. કબીરની કસોટી માટે સોનીના વેશે આવી ઉકળતું શીશું પાવા કૃષ્ણે નારદને કહેવું. કબીરની નારદદ્વારા કસોટી. કબીરનો પ્રભાવ જોઇ ગુણીકાને તેપર આસ્થા.

કબીરે ગુણીકાને સંત બ્રાહ્મણ સેવવા કહેવું. કબીર,

ગુણિકા અને ભાટનું જવું. નારદે ભક્તિવિષે આપેલાં વચન પાળવા કૃષ્ણપ્રત્યે માગવું. કૃષ્ણે વચન પાળવા આતુરતા બતાવવી. તેમાટે રામાનંદ અને કબીર વિગેરેની ઉત્પત્તિ કહેવી. રામાનંદના દર્શનમાટે નારદની કૃષ્ણપ્રત્યે માગણી. બંન્નેનું ગોલોક પ્રત્યે જવું.

**પ્રવેશ ૮ મો. સ્થળ દ્વારિકા. મોકમચંદનું ઘર**—કમળને ભક્તિપર પ્રેમ હોવાથી કમળને પસંદ પડવા ભ્રમરનું બાવાના ઢોંગી વેશથી આવવું. ભ્રમરપરની કમળની લાગણીમાં વધારો. ભ્રમરને કમળની મોહની.

**પ્રવેશ ૯ મો. કાશી. રામાનંદનો બાગ**—સાધુઓ તથા ભાવિક લોકોની મંડળી સાથે રાસ ગાતા રામાનંદ પીપા રાજાનું સ્વારી સાથ આવવું. રામાનંદે એકલા આવવા પીપાને કબીર મારફતે કહેવરાવવું. પીપાયે નોકરો ઉતારે મોકલાવી એકલો થઇ આવવું. રામાનંદે આવીમળવું. ચોરી કરવા આવેલ કર્મશીનું કુવામાં સંતાવું. રામાનંદે પીપાને પાત્ર સમજી શિષ્ય કરવાના ઇરાદાથી એકલાપણું કોને કહેવામાં આવે છે તે જાણવાનું બહાનું બતાવી કુવામાં પડવા કહેવું. પીપાનું કુવામાં પડવું. કુવામાં રામાનંદના કબીર સાથ પીપાને તથા કર્મશીને દર્શન ચમત્કાર જોઇ પીપાને તથા કબીરને રામાનંદપર શ્રધ્યા થવી. ગુરૂ કરવા રામાનંદનો બોધ અને દ્વા-રિકાયે મળવા વચન દેવું.

ડ્રોપ.

## અંક બીજો

**પ્રવેશ ૧ લો. સ્થળ કાશી**—ખાખાની જમાતનું આવવું. ભકિત કરતા અને સાધુને સેવાતા કર્મશી પાસે જમાતે રસોઇ મંગાવવી.

**પ્રવેશ ૨ જો. સ્થળ દ્વારિકા સમુદ્ર કાંઠો**—દ્વારિકા આવેલ અને રામાનંદ પાસે ત્યાગ લીધેલ પીપાનું તથા સીતાનું સમુદ્ર સ્નાન માટે આવવું. નરપશુ મોકમચંદનું મળવું. અસલની સોનાની દ્વારિકા વિષે પુછવું. મોકમચંદે મસ્કરીમાં સમુદ્રને તળીએ સોનાની દ્વારિકા જોવા જાઓ એમ કહેવું. પ્રભુ પ્રેમી પીપાનું તથા સીતાનું સમુદ્રમાં પડવું. સમુદ્રમાં સોનાની દ્વારિકા દેખાવી. મંદીરમાં તેને રાધાકૃષ્ણના દર્શન. કૃષ્ણે ભક્ત સ્ત્રી પુરૂષને પૃથ્વીપર ભક્તિ વધારવાનું કામ સોંપવું. દ્વારિકાના રાજાને આપવા શંખ ચક્ર આદી છાપો જે યાત્રીઓને મારવાની તે આ મુલાકાતની નીશાની દાખલ પીપાને સોંપવી.

**પ્રવેશ ૩ જો. સ્થળ કાશી**—પૈસાના લોભથી બળધીયાનો સોદો કબુલનાર મોકમચંદ અને ઘરાક લાલસેન. ત્યાં ખાખીની જમાતને રસોઈ નહિ આપી શકવાથી નિરાશ થઇ રસ્તે રસ્તે ભીખ માંગતા નિર્ધન કર્મશીનું એક સાધુને ભંડારામાં પૈસાની મદદ કરવા માટે ઇચ્છતા કબીર સાથે આવવું. સાધુઓને પૈસાની સગવડ કરી

દેવા સ્વાર્થરહિતપણે કર્માશીએ મોકમચંદને બળ-
ધીઆ આપવા કબુલી પૈસા લઇ કબીરનું કામ સાધી
દેવું. બન્નેનું જવું. મોદી લાલસેન ને ટીખળી ભાંડનો
મેળાપ.

**પ્રવેશ ૪ થો. સ્થળ દોલા રાજમહેલ**—પરણેલ નવીન યુવાન અ-
મરૂપનો કનકપ્રત્યે શૃંગારી ભાવ. કનકનો શૃંગારપર
ક્રમભાવ. ભક્તિ ભાવ. પતિ ઇચ્છાને તાબે કનક.

**પ્રવેશ ૫ મો. સ્થળ દીલ્હી ગુણીકાનું ઘર**—કબીરના બોધથી બ્રા-
હ્મણ સાધુની સેવા કરવા તૈયાર ગુણિકાને ભક્તાણી ન થઇ
જવા દેવા માટે ભાંડે બ્રાહ્મણના વેશથી આવી ઠગવી.

**પ્રવેશ ૬ ઠો. સ્થળ દેહલી યમુના કાંઠે શાહી મહેલ**—મુ-
સલમાની ધર્મ છોડી, હિન્દુ ધર્મ પાળનાર કબીર તથા
તેના ગુરૂ રામાનંદને લોદી સીકંદર બાદશાહ પાસે તેના
સીપાહીઓ પકડી લાવે છે. બાદશાહે કબીર તથા રા-
માનંદને ધર્મમાટે સખ્તી બતાવવી. હાથ પગમાં
જંજીર નાંખી યમુનામાં ડુબાવવા હુકમ કરવો. કૃષ્ણ
ભગવાનને ક્રીડા કરવાનું સ્થાન યમુનામાં પ્રેમભાવથી
કબીર રામાનંદનું પડવું ભાવના મુજબ બન્ને ભક્તોને
કાળી નાગને નાથતા બાલકૃષ્ણના દર્શન. ચમત્કારી
દેખાવથી બાદશાહની સાન ઠેકાણે આવવી.

**પ્રવેશ ૭ મો. સ્થળ ગોલોક**—ભક્તિ અને ભક્તિના વિચારમાં
કૃષ્ણ રાધિકા સંતમાટે ઉદ્યમ કરનારા તથા ખાખીની

જમાતના શ્રાપથી વ્યાકુળ બનેલ કર્મશીની ખબર લઇ નારદનું ગભરાટમાં આવવું. કૃષ્ણે શાન્ત્વન આપવું. કર્મશીનું કષ્ટ કાપવા જવા યુક્તિથી રાધિકા, રૂક્ષ્મણી અને નારદ સાથે કૃષ્ણનું તૈયાર થવું. નારદે ભગવાનનો ભાવ જોઇ ભક્તિનું અભિમાન ધરવું.

**પ્રવેશ ૮ મો. સ્થળ દેહલીમાં ગુણીકાનું ઘર**—કબીર દ્વારિકા તરફ જતાં એકાએક રામાનંદનું ખળ લોકોએ મશ્કરીથી હરિજનના ઘર તરિકે બતાવેલ ગુણીકાને ઘેર આવવું. ગુણીકાએ પોતાનું શુદ્ધ દીલ જાહેર કરવું. રામાનંદે મુર્તીના દર્શન કરાવી ગુણીકા પાપ ટાળી ભક્તિમાં લાવવી. ત્યાગી બનાવવી.

**પ્રવેશ ૯ મો. સ્થળ દ્વારિકામાં મોકમ્ચંદનું ઘર**—કમળની મોહનીમાં મુઢ બનેલા ભ્રમરની કમળ પ્રત્યે વીનવણી. કમળના કટાક્ષ કથન. મુઢ ભ્રમરે કમળને બચી કરવી. મોકમચંદનુ સ્ત્રી સાથે આવવું. બચી જોઈ ભ્રમરને મારવા ચાહવું. પાડોસી તથા ભ્રમરના બાપનું આવવું. બચકીયાવાનો દરદી બની જઈ ભ્રમરે સર્વને ઠગી મારકુટથી બચી જવું.

**પ્રવેશ ૧૦ મો. સ્થળ કાશી પાસે જંગલ**—અધર્મ દુનીયાપર ક્રોધ કરીને તથા ખાખી જમાતને રસોઇ આપવાની મુસ્કેલી વિચારીને ધન માટે ભક્તિ વિનાના વટેમાર્ગુઓ લુંટવા કર્મશીનું જંગલમાં આવવું. કમળને

બચી કર્યાથી બાપની બીકથી નાસી નીકળી ભ્રમરનું ટોડાના કારભારી સાથે જવું. ગુમાસ્તાને રૂપે કૃષ્ણ રાધિકા તથા નારદનું કર્મશી હાથે લુંટાવું. વિરલ ભક્તિભાવવાળા કર્મશીની વાર કરી નારદને પ્રસન્ન કરવા કર્મશીને જંગલને સ્થાને નંદનવન સ્વરૂપ બનાવી દિવ્ય દર્શન દેવું.



## અંક ત્રીજો.

**પ્રવેશ ૧ લો. સ્થળ ટોડા રાજમહેલ**—ભક્તિવિનોદ કરતાં કામરૂપ તથા કનકની દાસીઓ સાથે ઠાકોરજીની આરાધના. ભક્તિવાળી કનકનો અકારણદ્વેષ કરનાર તેની નણંદની ઉશ્કેરણીથી ભદ્રસિંહે કનકની પ્રભુપ્રત્યે નીતદાકાર વૃત્તિની પરિક્ષા લેવી. સિંહની પુજા કરવા કહેવું. કનકે સિંહ પુજા કરવી સિંહને ઠેકાણે વિશ્નુ ભગવાને પ્રગટવું. ભદ્રસિંહ વિગેરેનું અચેતન ધરી પડવું. કનકને વિશ્નુંનાં દર્શન. **ટેબલો.**

**પ્રવેશ ૨ જો. સ્થળ દેહલી પાસેનું જંગલ.**—દ્વારિકાથી આવતા અને જગન્નાથ ગયેલ રામાનંદ નારદ ને કબીર ખાખીની જમાતનું આવવું. દેહલી વેપાર માટે ગયેલ મોકમચંદનું આવવું. મોદીએ બળધીયા અગર રૂપીયા માગવા. જમાતને કબીરની ઓળખાણ. કબીરપાસે જમાતે રસોઈ માટે અડંગો લગાવવો. વ્રજયાત્રા કરી જગન્નાથ તરફ જતા પીપાનું સીતા સાથે આવવું. તેણે જમાતનો તથા મોકમચંદનો ઝગડો ચમત્કાર બતાવી પતાવવો. જમાત તથા મોકમચંદનું નેક રાહપર આવવું.

**પ્રવેશ ૩ જો. સ્થળ ટોડા રાજમહેલ.**—અભક્ત ભદ્રસિંહને ભક્ત બનાવવા યુક્તિ રચીને કામરૂપે કનકની સલાહથી ઝેર પીવું. સંતરૂપે કૃષ્ણે આવી કામરૂપને સંજીવ કરવો. ભદ્રસિંહનું ભક્ત બનવું. કનક કામરૂપને સાક્ષાત કૃષ્ણ દર્શન.

પ્રવેશ ૪ થો. સ્થળ દ્વારિકામાં મોકમચંદનું ઘર—ટોડાના કારભારીના ચિત્રામ દીકરાની જગ્યાએ ભ્રમર દાખલ થવો. કમળ સાથે ભ્રમરનાં લગ્ન.

પ્રવેશ ૫ મો. સ્થળ: જગન્નાથપુરિમાં જગદીશ મંદીરનો ખંડ—જગદીશ દર્શન માટે કબીર પીપા અને સીતા સાથે રામાનંદનું આવવું. ભેદવાદી પંડ્યાઓએ રામાનંદને મંદીરમાંથી હાંકી કાઢવા તૈયાર થવું. કૃષ્ણનું નારદ સાથે પ્રગટવું. રામાનંદનાં દર્શન કેરાવવા આવ્યાનું કૃષ્ણે નારદને કહેવું. જગદીશ દર્શન વિના રામાનંદનો જીવ નિકળી જવો. પીપો, સીતા અને કબીરનું મર્ણ પામવું. ભક્તિ વિષે કૃષ્ણે નારદને ટકોર કરવી. નારદનું ચેતવું. અભિમાને ઉતરવું. કૃષ્ણે રામાનંદ વિગેરેને સજીવ કરવા. રામાનંદ વિગેરેને પ્રસન્નભાવથી ગોલોકનાં દર્શન આપવાં. ભક્તોએ ગોપીઓ સાથે રાસ લેતા એવા કૃષ્ણના દર્શનની ઇચ્છા જણાવવી. જગદીશ મંદિરને ઠેકાણે ગોલોક પ્રગટ થવું. રાધીકાનું ભક્તોને આવકાર દેવાને ઉમેલ દેખાવું. ભક્તોને રાસનાં દર્શન. છેવટનો આનંદ.

શુભમ્ ઇતી.



॥ श्री परमात्मने नमः ॥

# સ્વામી રામાનંદ

## નાટકનાં ગાયનો.

### અંક ૧ લો.

મંગળાચરણ. ૧

નામી નામી નરવર જય શીર નામી,
ગીરીવર ધર કૌસ્તુભ ધર રમેશ,
અંતર યામી પ્રીતેથી પ્રણામી સ્વામી શુભ નામી—નામી
દીન નાથ જગ કરતા ધરતા સેવક દુઃખ હરતા,
સ્યામ શ્રીવરા વિહારી વરદા,
પામી પામી દયા દ્રષ્ટી પામી
નૌત્તમ નિષ્કામી નમામિ ભક્તિ ઇચ્છામિ—નામી

૨

ધનીસા ધનીસા પમ ગરેસા રેગમ રેગ સારે–ધનીસા ધનીસા.
સાધ પમગરે સારેગ મમરે ગમારે–ધનીસા ધનીસા.
મગરે સારેગ સાસાસા, ધનીસા ધનીસા,
ધનીસા રેગ મગરે સાધ ગમ મમરે ગરેસા સાસાસા–ધનીસા ધનીસા

મધ પરેસા નીધ ગરેસા ધમ ! ગરેસા સારેગ
મગરે મગરે રેગ મપ ગરેસા ગરેસા સારે ગમ—ધનીસા ધનીસા.

૩

કૃષ્ણ—હા મોતીના ભોગી હંસના મચ્છો ખાતા
રાધા—શૃંગાર ભર સ્ત્રી સાથ નર રસ સરવર દેખી લલચાતા,
કૃષ્ણ—સાગર તણા તારા કદી ન ડુબનારા,
રાધા—જોશું જોશું જ્ઞાન આંહી પ્રીયતમ,
કૃષ્ણ—સંતોમાં શંકા રાખો સખીકા.
રાધા—હા હા
કૃષ્ણ—યોગી ભોગી શું હોય કદા?
રાધા—હા હા—હા મોતીના ભોગી.

રામાનંદ— ૪

આ તન જેવો તૃણનો માળો પડી જાય પલવારમાં,
રામ રામ કર માતા મારી મિથ્યા મોહ તું ધારમાં.
અવળી વાત વીચારમાં, ભવની બાજી હારમાં,
વીષય વૃત્તિથી અંધ બનીને સાન ભાન વીસારમાં
મૃગજળને નીહાળમાં તૃષ્ણા તેની વધારમાં,
વીખ વેલી આ વપુ જોઇને પડ નહિ તેના પ્યારમાં.

કૃષ્ણ— ૫

ગરૂડે ચડી આવું ઉલટથી ચક્ર ધારીને પહોંચું તુરતથી,
જ્યારે જે ઠામે મુજને સંભારે સ્હાય કરૂંછું છોડું સંકટથી—ગરૂડે.
સંતોના સારૂ તન મન વારૂં હરીજન ન્યારા નહીં મુજ ઉરથી—ગરૂડે.

કનક— ૬

પ્યારી પ્યારી હાંરે રૂડી દ્વારીકા પુરીની,
છટા શી પ્યારી પ્યારી લાગે. પ્યારી.
હરીજન દરશનથી મન હરખ્યું,
ફરીને દરશનમાં મન વળગ્યું પ્રીતી ઉરજાગી લાગી
જેને આ જગતમાં સંતસંગ છે સદ્ભાગી તે
સંતોના સંગથી, બને સુખી સોહાગી તે
પામીને ભક્તિ રહે પ્રભુતણા રાંગી તે,
ભૂમીને ભાર રૂપ ભક્તિ જેણે ત્યાગી તે. હરીજન દર

૭

કનક—જાઓ શરમાવો ના લંજાઓના
સુજાણ પ્યારી હાં... ... ... ...
કામ—લાજ હરણ છો, રાજ તન છો,
કનક—મીઠા મીઠા વચનોથી કોને શરમાવો,
એકલી ભાળીને, અબળા ધારીને
આ રીત શું આદરી,
કામ—લાડલી પ્રીય ગણી,
અલબેલી જોઇ જોઇ ચતુરાઇ, ઠગાઇ !
કનક—દીવાના શીદ થાઓ,
કામ—હઠીલાં, જણાઓ બ્હારે વા... ... ...જાઓ.

મોદી— ૮

હું મોકમચંદ મોદી, ભાઇ મોદી, હું મોદી ભાઇ
માલદાર હું, મોદી, વાહ હું મોકમચંદ મોદી

નગદ ભગત જગ મને ભણાવે,
અવર ભક્તિ એક ન ભાવે
સાહેબ આપને સલામત રાખે—હું મોકમ
ઘરનાને અપવાસ કરાવું
જેમ તેમ કરી પૈસો બચાવું
સાહેબ આપને સલામત રાખે—હું મોકમ
કોટાં સોટાં મુજને શોભે,
વણીક તણાએ લાભે લોભે,
સાહેબ આપને સલામત રાખે—હું મોકમ

૯

ભ્રમર—તારા મુખડાની માયા છે લાગી મને,
કરૂ રમત ગમત હું તારી કને,
કમળ—એવો મારા પર ભાવ ભ્રમર શો તને,
ભ્રમર—રમ્યા બચપણથી સાથ અલી કમળ આપણે,
કમળ—તેમાં શું તુજને?
ભ્રમર—માયા થઇ મુજને,
કમળ—નારે નારે,
ભ્રમર—હારે હારે,
કમળ—એતો ના બને—તારા.

૧૦

કામ—પ્રેમ નીશાની લ્યો પ્રાણ,
ઉમંગ સાથે આપું છું નીદાન સાન, શાન વાન,

કનક—પ્રીતિની નીશાની પ્યારી સુખદાન શોભામાન,
રાખો પહેચાન નીતિ નિધાન પામું સન્માન.
થાય નહિ જુદાઇ સુજાણ દીલજાન.—પ્રેમ.
કામ—પ્રાણ સાટે માનુ પ્યારી વચનને,
જાણી સંસાર સિંધુનું સુકાન.
કનક—સદા દાસી તેનું ગાઉં ગુણગાન,
કીરતાર સમ મમ મનહર પ્રીયતમ,
કામ—નિશ દીન ધરૂં તુજ ધ્યાન, પ્રેમ.

૧૧

યાત્રી—ઘટ ફુટી જળ વહી જશે જન ચેતો કંઇક ચેતો ( ૨ )
પછી થશે પસ્તાવો લાખ પ્રથમથી ચેતો જન ચેતો,
હરી હર કર હરનીશ હાથ ઘસ પછી થાશે પછી થાશે.
જેદી કરી પીંજરનો ત્યાગ પક્ષી ઉડી જાશે ઉડી જાશે,
હા હા કરતાં કાળ કોળીઓ કરી જાશે કરી જાશે.
કદી ભજ્યા નહિ પરબ્રહ્મ સ્હાય પછી કોણ થાશે કોણ થાશે.

કબીર— ૧૨

જીયા તુમ જાઓગે હમ જાની
રાજાભી જાએગે જોગીભી જાએગે
જાએગે રૂપવતી રાની અહો મન અવસે સએલાની જીયા.
ચાર સખી બજાર ચાલી મનમે સોહાની
સઓદાતો કછું બન નહિ આયા,
આખીર પછતાની જીયા.

કહેત કબીરા સુનો ભાઇ સાધુ
એ પદ હર્ષે નીર બાની, ઇસ પદકી કોઇ નીંદા કરે તો;
નર્ક પરેકી નીશાની. જીયા.

કૃષ્ણ— १३

દ્રોપદી સતી નારી ભક્તિ જેને ભારી,
તેનાં પુર્યાં ચીર લજ્જા સંભાળી. દ્રોપદી.
થાપું બોલ પાળું કોલ ના કદાપ હારૂં તોલ,
છોડું ના ગ્રહી બાંહ્ય બોલને વિચારી, દ્રોપદી.
ગોપી સાથ રાસ ખાસ ખેલનાર કીરતાર,
ભાવે જો ભજે કોઈ લઉં તુરત તારી, દ્રોપદી.

१४

કમળ—વાહરે વાહ બાવા રમતીયાળ,
ભ્રમર—બાવો તારી ફેરવે માળ,
કમળ—જારે ઠંઠણ પાળ, વાહરે.
ભ્રમર—ભમરો મજાનો આ ઠંઠણ નવ ધાર,
કમળ—જોયો ભમરો ભમરાળો આ ઉલ્લુનો યાર,
ભ્રમર—મધુકર રૂડો આ જાણે તારી જોડ કમળ,
કમળ—હટ દુર થા,
ભ્રમર—શીદ શરમા ખુશ થઇજા આણીવાર. વાહરે.

હરીજન— १५

નાચને નાચને નાચનેરે,
અમે ભજીયે નિરંજન નાચને રે.

જે બંધાયેલ તે કેમ છોડે,
બીજાના બાંધેલ હાથને રે—અમે.
મમતા મોહમાં જે ભૂલા ભટકે,
શોધે તે કામના સાથને રે—અમે.
ચૈતન્ય કલ્પ તરૂ તજી કેમ ભરીયે,
જુઠ જડ બાવળે બાથને રે—અમે.
સત્ચીદાનંદ બ્રહ્મ વીણુ કદીયે,
ગાઇયે નહિ બીજી ગાથને રે—અમે.

રામાનંદ—

૧૬

ઘટમાંય ઘડીપલ હરી ભજવા,
ભજતાં ભુધરજી નહિ જુજવા—ઘટમાંય.
સંત સંગતપર મન સ્થીર રાખી,
સાધન સાધી છોડી ઉપાધી,
ધર્મને દાન દયા ધરવાં—ઘટમાંય.



# અંક ૨ જો.

૧૭

સીતારામ સીતારામ સીતારામ સીતારામ
સીતારામ ધુન લગાના સંતન—સીતારામ.
દૂધપાક ઔર માલપુવા બસ માંગ માંગ કર ખાના,
અલક અલક કર મુલક મુલકમેં ભારી ધુમ મચાના સંતન—સી.
રામ રામ જપના પરાયા માલ અપના સચ્ચા યેહી બહાના,
દમબર યે દુનીયાકા સપના હરદમ મોજ ઉડાના સંતન—સી.

કૃષ્ણ—

૧૮

હેતે હરીજન હાલ રહો અહીંયાં,
થાઓ મારા મહેમાન માનું હું આનંદ અપાર
હાલ રહો અહીયાં
દીસે દુનીયામાં મારો તમથી નાતો,
મુજ મન માંહે એ વિચાર,
રહો અહીંયાં હેતે હરીજન......

૧૯ રાસડો.

સંગમાંરે ઉમંગમાં તરંગમાં
રસીક રસીકા કરે રંગ રેલી
રે ખાસ પ્રીતી પ્રસંગમાં—માન તણા જબર જંગમાં
સોહે પ્રાણ પ્રીયા પ્રેમ ઘેલી—સંગમાં.
સાહીને હાથ બાથ સ્નેહી સજ્જન લે.........
ચતુરા અંગ ચોરે અલબેલાને અડપ લે.........

નવીન નવીન નેહ એમ ઉપજે પળે પળે,
રમી રહે ગોરી નાર નાજુક છમકલે,
રંગમાં સુઢંગમાં અનંગમાં મસ્ત ફરે માનની:નવેલી
સાખી—સદા સુખી પ્રીયતમ પ્રીયા જે છે નિશદીન પાસ,
ભાગ્યશાળી તે ભોગવે શુભ શૃંગાર વિલાસ,
સુંદરને સ્પર્શ ગમે ગુણવંતી તણો જો,
લલીતાને લજ્જા ભાર ઘણો ઘણો જો,
મદનાતુર મન મોહનજી મનમાં ચુંબન ચ્હાય,
કામની કુટીલ નજર કરી સાનમાં સમજી જાય,
રંગમાં સુઢંગમાં અનંગમાં,
સોહે પ્રાણ પ્રીયા પ્રેમઘેલી—રંગમાં

૨૦

કામરૂપ—શશી વદની શૃંગાર ખેલો મનહર માન મેલો,
ચાંદલીયો જો સુખદાઈ ચીત્તહર ચંદા જો છવાય,
આતુરતા ઉભરાય.

કનક—રસીયા આશી અધીરાય,
રહો પ્રીતમ પ્યારા નટખટ ન્યારા,
શરમાઓ ન કાંઈ—શશી.
બહુ વીકળ કરો નહિ વ્હાલીને,
નવ ચાહું રતિ રસ પ્યાલીને,

કામ—આલીંગન દઈ કર ઝાલીને અમીરસને પીને પાઈ

૨૧

કંચની—હવે હું તરી (૩)
ભવ સિંધુથી પાર ઉતરી—હવે હું
વિપ્ર જમાડી દક્ષીણા દીધી,
ભાંડ—આંધળી આગળ યુક્તિ કીધી,
કંચની—ભક્તાણી હું ઠરી—હવે હું તરી
સાખી—કર જોડી નમું વિપ્ર હું દીલ ધરો મુજ દાદ
સેવક જાણીને હવે આપો આશીરવાદ.
ભાંડ--સાખી—હરામનું હરામે ગયું ખાધી ખીરને ખાંડ;
તું વેશ્યા વેશ્યા રહી હું ભાંડનો ભાંડ,
જો જો આ તરી પાતર આ તરી તરી કૂતરી.
કંચની—અરે છેતરી, મેં ગર્ધવને ફ્રો ધરી.

રાધીકાજી— ૨૨

ભાવ ભગવત્ શ્રીનો આનંદ આપે,
ધર્મ સ્થાપે પાપ ચાંપે કષ્ટ કાપે સત્ય છાપે,
હે...અધર્મ ઉથાપે—ભાવ ભગવત
સંત કાજે કીરતાર સોચ કરે અણુ પાર
ભક્તિ ઉદય કરે સહુ ઠાર,
રૂપ ધરીને દર્શન દેતા સ્નેહે સરજનહાર
સાચા ભાળી મોરારી વિહારી,
હે. પ્રી...ત અંતર વ્યાપે—ભાવ ભગવત્

૨૩

**રાધીકા**—પીછાણ્યા છે પ્રીતમજી પાતળીયા,
શામળીયા છળીયા શાણા છેલ કાળા કાનજી.
કળ ભરીયા ખટપટીયા શામળીયા છળીયા,
**કૃષ્ણ**—માનો માનો વાયદો માનો,
રાધે રસીલી જૂઠું શું માનો,
**રાધીકા**—અલબેલા યાચું ફરેમાવો સાચું,
**કૃષ્ણ**—દેવીથી હું કદીયે કપટે ન રાચું—માનો માનો
**રાધીકા**—કળ ભરીયા.

**કંચના**—

૨૪

વારી જાઉ રાધે કૃષ્ણ હરે રાધે કૃષ્ણ હરે વારી
બાલ મુકુન્દા શ્રી વ્રજ ચંદા,
મયુર મુકટ ધરે—વારી જાઉં
બેન બજાવો ધેન ચરાવો,
કાલીંદી લલીત તીરે—વારી જાઉ

૨૫

**ભ્રમર**—હાય કમળ તેં મારૂં કાળજું કોતયું હાય,
**કમળ**—જારે જારે ઘેલા શાને ખડ ખાય,
**ભ્રમર**—રે હાયરે હાય,
પરી જેવી લાગતી લટક મટક ચટકે હાયુ–હાય

કમળ—ખાએ નહિ તું બોલતાં કાંઇ,
હાય કહે શું વિચારી

ભ્રમર—હાય કુરબાન કુરબાન—હાય

કમળ—માર ખાઇશ જો બોલીશ હાય,
હાય જીગર હાય નજર હાય ગાલ હાય

કરમસી ૨૬

મોજ ફકીરોદી ફકીરો દીરે અમીરો દીરે બાવા—મોજ
એક દીન સોના વારી સેજ પલંગપે
એક દીન ભોંય પથારી રે—મોજ ફકીરો
એક દીન સોના પ્યારે થાલ ભોજનકે
એક દીન નીર અહારી બાવા—મોજ ફકીરો
કહત કબીરા સુનો ભાઇ સાધુ માયા કરના ન્યારીરે બાવા-
મોજ ફકીરો



# અંક ૩ જો.

**દાસીયો—** ૨૭

જય જય જગદીશ શ્રીવનમાળીરે મંગળકારી
જય જય કૃષ્ણ મુરારી— જય જય જગદીશ.
દેવા દીવ્યાભરણુ દેહ ધારી,
અવિચળ અચ્યુત આનંદકારી,
વલતી વૃજચંદ ભવફંદ હારીરે મંગળકારી,
જય જય કૃષ્ણ વિહારી,
કેશવ કમળા પતિ કૈટભારી,
સેવે સ્નેહે સકળ સુર નર નારી,
અવ હર આરતી આપની ઉતારીરે મંગળકારી,
જય જય કૃષ્ણ વિહારી,

**કનકપ્રભા—** ૨૮

વાંકો વાળ ન વળશે જેના પરમેશ્વર છે બેલી,
જગ રૂઠી શું કરશે જેના પરમેશ્વર છે બેલી.
ચંદ્રહાસની વાર કરી વીખ ટાળી વીખીયા લખેલી
સુધન્વા તણી શીતળ કીધી તેલ કડા ઉકળેલી—વાળ.
અંબરીશને ઉગાર્યા દુર્વાસાને લાય મેલી,
જેમ જેમ દુર્જન લોકો દુભે તેમ તેમ આનંદ એલી.

કબીર— ૨૯

અબ તુમ કબ સમરોગે રામ
ગર્ભ વાસમે જપ તપકીને નીકલ હુવા બેઇમાન—અબ.
બાલપનો હસ ખેલ ગુમાયો તરૂનપનમે કામ—અબ.
હાથ પાંવ જબ કાંપન લાગે નીકલ ગયો :અવસાન—અબ.
જુઠી કાયા જુઠી માયા આખર મોત નીદાન—અબ.
કહત કબીરા સુનો ભાઇ સાધુ દો દીનકા મીજબાન.—અબ.

કનક-- ૩૦

મ્હાનાની પત રાખો પ્રભુજી મ્હાનાની પત રાખો
તમારે મ્હાને મેંતો ઝગડો રચ્યો—પ્રભુજી
તે તો જાણોછો ત્રિભૂવન નાથરે—પ્રભુજી
ધર્મની વાટે કયાં નથી ધાયા—પ્રભુજી
હજારો જીવાડયા અહી હાથરે—પ્રભુજી

કૃષ્ણ— ૩૧

મારે મ્હાને રહેતાં દર્શન દઉં હું દાસને
પ્રીતે અરપું વૈકુંઠના વિલાસને—મારે.
પરહીત કર્તા સુધર્મ ધર્તા
પૂરૂં સહુ આસને—મારે.
ગૌરવ વતિ તું અહણી ગાથ ગહન તુજ ગુણ ગાનની,
સમની સકલ સંતાપ સંત સમાન સુખ કર સ્વામીની
નીરખી નીપુર્ણ નર નાથ તુજ નીતી નીરાપદ નાવની
દેવાવતારી દંપતી કૃતી દ્રશ્ય દીવ્ય દીપાવની—મારે

૩૨

એક ઝારા ઉપર ઝારીરે હવે લાડડી થઈ અમારીરે
હવે અમારા કહ્યાં કરશેરે પેલી વેવાણુના બોલ પુંઠે ધરશેરે
લાડી તારે દોરડીએ દશ ગાંઠરે લાડી દોરડી નવ છુટેરે
લાડી તારો કાકો અડાણુ મેલરે લાડી દોરડી નવ છુટેરે
લાડી તારી કાકી „ „ „ „
લાડી તારો મામો „ „ „ „
લાડી તારી મામી „ „ „ „

૩૩

કમળ— ભ્રમર મારૂં મન હરખાયુંરે
મન હરખાયું ચિત્ત હરખાયું
મારૂં દીલ વિલસાયુંરે—ભ્રમર.
ધારી પીયારી થઇ હું તારી,
ભ્રમર— ભાગ્ય તણી આહા બલીહારી,
કમળ— દીલ તને દઉંરે, રાજી રાજી થઉંરે
ભ્રમર— આવને ભેટી તુને લઉંરે,
પ્યારી કહુંરે તારો છુંરે,
કમળ— ભ્રમર આજે જીવન સફળ થયું મન હરખાયું

રામાનંદ— ૩૪

ભક્તિ કરો મારા ભાઈ આદી ઇશની ભક્તિ.
એકજ ઇશ્વર સૌનો અંતર ન જાણો વીરા,

પારકાપણું ન તેમાં કાંઇ હોજી,
મતને મમતા રાખી ઝગડો ન કરશો તમે ભક્તિ.
રામજી કહો કે રાધેકૃષ્ણજી કહો હો વીરા,
શીવજી કહો તો સુખદાઇ હોજી,
રહીમ કહ્યાથી કદીયે પાપી ન બનશો તમે ભક્તિ.
સઘળા મંદીરયામાં પ્રભુ છે પોતાના વીરા,
પ્રતિમાથી પડદો રાખો નહિ હોજી,
ભાવ ભીતર રાખો સૌ સાથે સરખો તમે ભક્તિ.

કૃષ્ણ—

## ૩૫

હું નામ ધારૂં છું ભક્ત વત્સલનું વ્હાલા વીઠલનું
નામ મહિમા કદી નવ ત્યાગું અરપું તન મન
ભક્ત સબબ હું
મીલન મને પ્રીય પ્યારા પ્રણતનું
શરણાગતનું—હું નામ
ભક્ત સંદેહે વૈકુઠ ચાલો હરીજન સંગે સુખથી મ્હાલો,
સફળ થયું સહુ કાજ શ્યામળનું
વીશ્વ સકળનું—હું નામ

## ૩૬

બાંસુરીયા બજ રહી સાવરીયા રૂમઝુમ નુપુરીયા નચ રહી સુંદરીયા
બજ રહી બાસુરીયા
શ્યામા શ્યામ દોઉ હિલ મીલ રતિ ધરી
ગાન તાન માન સાન શુભ વર રચી કર બાંસુરીયા

જોરી જોરી કર ઇત ઉત સમજો
છોરી છોરી પુની ધરત ઉછંગસો
નટવર મુદ ભર ધરપદ ક્ષીતી પર સુખ કર દુઃખ હર ઉચરત
સુમધુર બાંસુરીયા

ભજશ્રી ગોપાલં દીન દયાલં, વચન રસાલં તાપ હરમ્
અતિ નૃત્ય પ્રવીરે ધીર સમીરે, યમુના તીરે રાસ કરમ્
કલગાન અનુપં શ્યામ સ્વરૂપ, ત્રીભુવન ભુપમં મોદ ભરમ્
રાધા ગુણ ગાયક બ્રજ સુખ દાયક, સુરવર નાયક વેણું ધરમ્
ભજશ્રી ગોપાલં દીન દયાલં, વચન રસાલં તાપ હરમ્
સુન્દર મૃદુ હાસં વિપિન વિલાસં, કુન્જ નિવાસં કેલી કરમ્
યુવતિ દ્રગ અન્જન જન મન રન્જન, કેશી ભન્જન ભાર હરમ
ભુષણ નિજ ભવનં ગજગતિ ગમનં, કાલીય દમનં નૃત્ય કરમ્
ભજશ્રી ગોપાલં દીન દયાલં, વચન રસાલં તાપ હરમ્
ગોરજ મુખ શોભિત સુર નર લોભીત, મન્મથ ક્ષોભિત દ્રશ્ય પરમ
ગોપન સહ ભુન્જે વિપિતની કુન્જે, વત્સન પુન્જે દુહીણ હરમ
મહ છબી તારાયણ લખી નારાયણ, ભયે પારાયણ અખીલ નરમ
ભજશ્રી ગોપાલં દીન દયાલં, વચન રસાલં તાપ હરમ્

॥ शुभम् इति ॥